પરચુ

# રાધનપુરના નવાબ સાહેબની બેટીના લગનની અને પાટવી શાહાજાદાની સુનતની ધામધુમ.

---

અમદાવાદ;

ખાડીઆમા હિતેચ્છુ પ્રેસમાં જેશંગ મુળજીએ છાપી.

---

૧૮૯૩.

મહેરબાન નેકનામદાર બીસ્મીલ્લા ખાનજી બાહાદુર.

શ્રી દિવાન નવાબ સાહેબ શ્રી

સ્વસ્થાન રાધનપુર.

મહેરબાન સાહેબ,

આપ નામદારને ત્યાં આપની શાહજાદીની સાદી અને શાહજાદાની સુનતના ઘણા આનંદકારી આવેલા પ્રસંગને યાદ રહેવા માટે આ નાનકડું પુસ્તક રચી આપને નજર કરવાની હું રજા લઉં છું તે સ્વીકારશો એવી આશા છે.

તા૦ ૧ લી માર્ચ સને ૧૮૯૮<br>
અમદાવાદ હિતેચ્છુ પ્રેસ<br>
આફીસ.

આપનો સદાનો નમ્ર અને<br>
આભારી શેવક<br>
**પીતાંબરદાસ ત્રિભુવનદાસ**<br>
હિતેચ્છુ પ્રેસના માલીક.

૫૨૫૬

# રાધનપુરના નવાબ સાહેબની બેટીના લગ્નની અને પાટવી શાહાજાદાની સુનતની ધામધુમ.



અહેના નવાબ સાહેબની પુત્રીનાં, તેમના ભાઇ ફતેજંગખાનના બેટા સાથના લગ્નની અને પાટવી કુંવરને સુનત કરવાની જબરી ધામધુમ થઇ રહી હતી. અને તે અવસરની મિજબાનીમાં ભાગ લેવા કરનલ સ્કોટ પોતાનાં ૩૦૦માણુસના રસાલા સાથે પત્ની સહિત પધારયા હતા. રાધનપુરમાં આસ પાસના જુદા જુદા ઠાકોર અને રાણાઓ તથા જુનાગઢ, ભાવનગર, પાલણપુર, સુંથ, વારાહી, વાવ વગેરે દરબારો તરફથી પણ ઘણા મેમાનો આવ્યા હતા. તેમજ અમદાવાદ, પાટણ, વડોદરા, ખંભાત, સુરત અને ગુજરાતના ઘણા ભાગમાંથી તેમ મુંબાઇ વગેરેથી લગ્નમાં ભાગ લેવાને મેમાનો આવેલા હતા, અને રાજ્યની પ્રજામાંનાં ઘણાં માણુસો ભરાયાં હતાં, તેમ માગણ જાતિ પણ વધારે હતાં. સઘળાં મળીને ૨૨ હજાર માણુસ બહાર ગામ ખાતાનું હતું અને આ શાહેરનાં ૨૫ હજાર મળી લગભગ અરધો લાખ માણુસનો શાહેરમાં ભરાવો થયો હતો. ઉતારા માટે વધારે સોઇની જરૂર હોવાથી શાહેર બહાર ડેરા, તંબુ, અને રાવઠીઓ ઉભી કરી હતી અને શાહેરમાં સઘળા સદગ્રહસ્થોને ત્યાં ઉતારા આપવામાં આવ્યા હતા, તેઓ તરફથી મેમાનોની સારી સંભાળ રખાઇ હતા અને નામદાર નવાબ સાહેબે તે ઉતારાઓ માટે સી

ધાસામાનની ગોઠવણ બરોબર સચવાય માટે તેપર જુદા જુદા પાંચ અમલદારો નિમ્યા હતા. રાજ્યના પરગણાના અને બીજા માણસોની સંભાળનું કામ રેવન્યુ કમીશનર ગણપરામ રાખારામને સોંપ્યું હતું અને પરરાજ્યના મનુષ્યો માટે ન્યાયાધિશને સોંપવામાં આવ્યું હતું. તેમ બીજા ત્રણ અમલદારોને શેઠીઆ, સદગ્રહસ્થો સાથે કેટલાક ૨ જવાડાનું કામ સોંપ્યું હતું જેથી સરવેને જોઈતી ચીજ સારી રીતે મળી શકતી હતી. સઘળી જાતનો સામાન આગળથી મોટા જથામાં ભરાવી રાખવાથી કંઈ જાતની તાણ પડી નહોતી, અને તે માટેની યોગ્ય ગોઠવણ કરવાનું માન ખા૦ બા૦ બાવામીઆં દીવાન સાહેબને ઘટેછે. વળી પ્રજાએ આ લગ્નની ખુશાલીમાં ભાગ લેવાને પોતાનાં ઘર ધોળી રંગીને અને રોશનાઈ કરીને સારી ઉલટ બતાવી હતી.

કુંવરીના લગ્નનો દિવસ સં. ૧૯૪૯ના માહા વદી ૯ મંગળવારનો અને પાટવી કુંવરના સુનતનો દિવસ વદ ૮ ગુરૂવારનો હતો પણ અડચણથી તે ફેરવી લગ્નનો વદ ૮ અને સુનતનો ૧૧નો ઠરાવવાથી કેટલાક મેમાનો આગળથી આવી પહોચેલા તેઓને વધારે વખત રોકાવું પડ્યું હતું. આઠમે વરનું ફુલેકું ચડી કુંવરીનાં લગ્ન બડી ધામધુમથી થયાં છે. જેમાં નામદાર નવાબ સાહેબે બજાર વચ્ચે એક શોભીતું આરકું ઉભું કરયું હતું; અને પોતાની બેટીને પલામાં કિમતી પોશાકો, ચાંદીનાં વાસણો, પાલખી, રથ, હાથી, ઘોડા, ઝવેરાત, દાગીના વગેરે આશરે બે લાખની મતા ભેઠ કરી હતી અને તે મોકલવા માટેનું સરઘસ ઘણું લાંબુ ચડ્યું હતું, જે જોવાને આખું ગામ, મેમાનો અને એજન્ટ સુધાં ઉભા હતા જેમને ત્રણ કલાક સુધી ખોટી થવું પડ્યું હતું. તેઓ તે જોઇ ઘણું આશ્ચર્ય પામ્યા હતા. માહા વદી ૧૧ ને રવીવારે પાટવી કુંવરને સનત કરવાની ક્રિયા કરી હતી. જેનું મોટું ફુલેકું રાત્રે આખા શાહેરમાં ફરયું હતું. કુંવરના ઘોડા પાછળ નવાબ સાહેબ જરા વચમાં કાયલો થવાથી અશકતતાને લીધે ગાડીમાં બેઠા હતા. તે જોવાને માટે કરનલ સ્કોટ અને તેમનાં પત્ની માંડવી

માં બેઠાં હતાં. કુલેકામાં રજવાડાની રીત ઓરજ છે. લગ્ન પ્રસંગે જ્યારે સુધરેલાં શાહેરોમાં દ્રવ્યવાનો વેશ્યાઓનો નાચ કરાવતાં શરમાતા નથી તો પછી રાજાઓ તો સદાના વેશ્યાના નાચમાંજ મોટાઇ સમજતા હોય ત્યાં આવે પ્રસંગે બાકીજ શું હોય. લોકની આગળ બે વેશ્યાઓ મજરો કરતી ચાલતી હતી. લગ્નને દિવસે તેમજ સુનતને દિવસે શાહેરમાં સારી રોશનાઇ કરી હતી અને દારૂખાનું છોડ્યું હતું. સુનતને દિવસે કુલેકું દરવાજા બહાર ગયા પછી ત્યાં રંગબેરંગી મજેની આતશબાજી થઇ હતી, જેમાં લંકા સળગવા જેવો દેખાવ થયો હતો. લગ્ન સમયે મુસલમાનોમાં કેસર કસુંબાનાં છાંટણાં થવાનો રિવાજ હોવાથી અહિ આખા ગામના લોકોએ તે રંગ લીધો હતો અને મેમાનોએ પણ તે ખુશીથી લીધો હતો. સોમવારે મીસીસ સ્કોટને હાથે અહીંયાં કન્યાશાળાનું જે મોટું ભવ્ય મકાન બંધાવ્યું છે તેનું વાસ્તું કરાવ્યું હતું જે વખતે નામદાર નવાબ સાહેબ તેમના ભાઇઓ અને કુટુંબના માણસો, કરનલ સ્કોટ અને તેમનાં મડમ સાહેબ, દિવાન સાહેબ અને બીજા દરબારોઓ, એજન્ટ ઓફીસના કલારકો ડેપ્યુટી ઇન્સ્પેકટર, સ્કુલ માસ્તર તથા ગ્રહસ્થોનો મોટો મેળાવડો થયો હતો. તથા શાળાના મકાનને ધજા પતાકાઓથી સારૂં શોભીતું બનાવ્યું હતું તથા બંને બાજુએ લશ્કરના માણસો અને બેંડ ઉભું હતું. જેવા કરનલ સ્કોટ સાહેબ પધારયા કે લશકરી માણસોએ હથીઆર નમાવીને બેંડમાંથી મધુર સ્વરે તેમને આવકાર આપ્યો હતો અને નવાબ સાહેબ સામે લેવા ગયા હતા. પ્રમુખસ્થાન કરનલ સ્કોટે લીધા પછી ખા૦ બા૦ બાવામીઆંએ નામદાર નવાબ સાહેબ તરફથી મીસીસ સ્કોટે એ મકાન ખુલું મુકવા માટે એડરેસ અંગરેજી ભાષામાં સારી છટાથી આપ્યું હતું તેનો તરજુમો રા૦ દલપતરામે ગુજરાતીમાં નીચે મુજબ સંભળાવ્યો હતોઃ—

મહેરબાન કરનલ અને મીસીસ સ્કોટ અને ગ્રહસ્થો,

રાધનપુર કન્યાશાળા ખુલવાના ક્રિયા વાસ્તે આજે સાંજરે આપણે

બધા એકઠા થયા છીએ તે સંબંધમાં નામદાર નવાબ સાહેબ બહાદુર ની વતી થોડાક શબ્દોમાં હું બોલવા રજા માગુછું. હાલમાં હિન્દુસ્તાનના બધા ભાગોમાં બાળાઓને કેળવણી આપવા અગત્ય જણાએલી છે અને તે ખરેખર યાને સાચી રીતે જણાએલી છે. કારણ કે તેઓને સ્ત્રીઓ અને માવરો થવાને પાત્ર બનાવવાને અને ઘરસંસારી સુખના વાસ્તે તેઓના મનની કેળવણીની જરૂરીઆત છે. માવરો તરીકે તેઓનાં કેળવાએલાં મન છોકરાઓને બાળપણથી યોગ્ય કેળવણી આપી તેઓને સદગુણ ને ડહાપણના રસ્તા ઉપર લાવી મુકેછે ને સ્ત્રીઓ તરીકે તેઓ પોતાના ભરથારની યોગ્ય સોબતી બની શકે છે અને જરૂરી પ્રસંગે તેઓ તેમના સલાહકારોની જગો લેઈ શકેછે. આટલુંજ નહિ પણ સ્ત્રીકેળવણી એ દરેક જણને નીતીમાં સુધારો કરીને સંસારી હાલતમાં ઉંચે દરજ્જે મુકતી ગણવામાં આવેલી છે. આ પ્રમાણે તેઓની કેળવણી અમુલ્ય છે અને નામદાર નવાબ સાહેબ બહાદુરે સ્ત્રીકેળવણીની અગત્યતાની પીછાનમાં એક શાળા ખોલવાનો મનસુબો ધારયો હતો અને ભણનારની થોડી સંખ્યા સાથે એક સાધારણ સ્કુલ છોકરીઓની ખરેખર સ્થાપી હતી. આસ્તે આસ્તે સંખ્યા વધતી ગઈ અને એક સારા ને યોગ્ય મકાનની જરૂરીઆત જણાયાથી હાલનું આ મકાન બનાવવાની અગત્ય તેઉએ ધારી હતી અને તેથીકરીને આ હાલના મકાનનો પાયો મહેરબાન કરનલ ગુડફેલો સાહેબના હાથે સને ૧૮૯૦ ની આખરે નાંખવામાં આવ્યો હતો. આ મકાન હવે પુરૂં થઈ રહેવાથી બાળાઓને બેસાડવા તે ખોલવાની જરૂર છે અને તેથીકરીને હું વીનંતી કરૂંછું કે મીસીસ સ્કોટ સાહેબે મહેરબાની કરીને રાધનપુર કન્યાશાળાનું નવું મકાન ખોલવું.

પછી સ્કુલના મકાનને જે સરસ રૂપાની કુંચી સાથે રૂપાનું તાળું અને તેપર રાધનપુર ગર્યલ સ્કુલ મીસીસ સ્કોટે ઓપન કરી એવો લેખ હતો તે તાળું મીસીસ સ્કોટે ઉઘાડી તે મકાન ખુલું થયું છે એમ જણાવ્યું હતું. બાદ સઘળો મેળાવડો સ્કુલના મેડાપર ગયો હતો ત્યાં તે વખત વિદ્યારથી બાળાઓ પણ સારાં વસ્ત્ર ધરીને

આવી બેઠી એટલે કરનલ સ્કોટે મીસીસ સ્કોટ સાહેબ તરફથી એહરે સનો જવાબ આપ્યો તેનું ભાષાંતર તેમના કલારકે નીચે મુજબ કર્યું:–

આલીજાહ નવાબ સાહેબ, કુલીન સ્ત્રીઓ ને ગ્રહસ્થો—

મીસીસ સ્કોટ તરફથી કહેવાની મને ભલામણ થઇછે કે જે આનંદ દાયક કામ કરવાને આજે સાંજરે આપણે સઘળા ભેગા થયા છીએ તે માં મદદ કરવાને તેણીને અતી ખુશી પેદા થઇ છે. અમારી સ્વભાષામાં એક કહેવત છે કે "જેઓ જોતા નથી તેના કરતાં કોઇ વીશેષ આંધળા નથી." સ્ત્રીકેળવણીના ફાયદા ઘણા છે એટલુંજ નહી પરંતુ જેઓ જાણી બુજીને તેઓની આંખો બંધ રાખેછે અને જોતા નથી તેવાને બાદ કર તાં બાકીના સઘળાને ઘણા અસરકરતા છે. દીવાન સાહેબે તેઓ સઘળા ને પોતાના ભાષણમાં ગણાવ્યા છે અને તેના તે રિમાર્ક ફરીથી કહેવા એ નકામું કહેવાય. પરંતુ જો રાધનપુરના લોકો દીવાન સાહેબની નજરે સઘળી વાતો જોઇ શકે (તે સમજેછે તેવી રીતે સમજી શકે) તો નામદાર નવાબ સાહેબે મહેરબાની કરીને તેમના ફાયદા સારૂ જે મકાન બાંધ્યું છે તેનો પુર્ણ ફાયદો લેઇ શકાય તે સીવાયની એક પણ દલીલ આણી શકાય નહી.

છોકરીઓની નિશાળમાં જે હાજરી હાલ છે તે ઘણી સારી છે અને હું આશા રાખુછું કે છોકરીઓનાં માબાપ નવી નિશાળમાં તેમની કેળવણી લેવાને દીન બેદીન વધતી સંખ્યા મોકલી આલીજાહ નવાબ સાહેબની માયાની ખરી બુજ જણાવશે.

જે જરૂરીઆતની ખામી જણાતી હતી તે આલીજાહ નવાબ સાહે બની સખાવતથી પુરી પાડવામાં આવીછે અને તે નામદાર અને બેગ સાહેબ બંને સાહેબો સ્ત્રીકેળવણીની બાબતમાં જે કાળજી દેખાડે છે તે તરફ ખ્યાલ કરતાં હું ધારૂં છું અને આશા રાખુ છું જે નવા મકાનને માટે આબાદી સીવાય કાંઈ ભય રાખવાની જરૂર નથી.

મેઠા પહેલાં છોકરીઓની નવી નિશાળ માટે દરેક ફતેહ ચાહાવા અને જે હેતુને માટે તે બાંધવામાં આવીછે તે હેતુ દરેક રીતે પુરો પડે

એવું ઇચ્છવા મારી સાથે સામેલ થવા હું તમો સઘળા પાસે માગુછું.

બાદ મો૦ પીતાંબરદાસે નીચે મુજબ ભાષણ કરયું હતું—

**મેહેરબાન,**

નામદાર નવાબ સાહેબ, મેહેરબાન કર્નલ સ્કોટ સાહેબ અને લેડી સ્કોટ સાહેબ, નામદાર રાજાઓ, ઠાકોરો અને ગ્રહસ્થો—

આજ આ મોટા ભવ્ય અને વિશાળ મેળાવડો જોઇ મને ઘણો આનંદ થાય છે અને તે સમક્ષ મહારા થોડા વિચાર આ સમયાનુસાર જણાવવાને મારૂં મન મને આનંદ અને ઉત્સાહથી દોરે છે. તે આપની આગળ નિવેદન કરવા રજા લઉંછું.

આ ભવ્ય અને વિશાળ વિદ્યાદેવીનું બાળાઓને અધ્યયન કરવાનું મંદીર ઉઘાડવાની ક્રિયા કરવા આપણે મળ્યા છીએ, તે ઉદાર ખુદાવંત નામદાર નવાબ સાહેબની મોટી નવાજેસ છે. આપ સઘળાના સમજવામાં સારી પેઠે હોવું જોઇએ કે કેળવણીથીજ માણસ અને પશુપક્ષી આદી પ્રાણીઓમાં તફાવત પડે છે. અને તે સિવાય જેમ ચાર પગનાં, છ પગનાં, બે પાંખનાં, પુંછડાંવાળાં, પુંછડાં વગરનાં, પેટે ચાલનારાં, જળચર ઇત્યાદિ જેવાં પ્રાણીઓ છે તેવાં મનુષ્ય પણ બે પગનાં પુંછડાવગરનાં પ્રાણી ગણાય. કારણ એ સઘળામાં આહાર, નિંદ્રા, ભય અને મૈથુન આદિ વ્યવહાર એક સરખો છે. માણસનું વિશેષ્ય કેળવણી લઈ જ્ઞાન મેળવવું, અને પરોપકારી થવા સાથે પરમાત્માને ઓળખવા. આ મુખ્ય કામનો દરવાજો કેળવણી છે. કેળવણીથી માણસ મહાભારત કામ કરી શકે છે. હાથી, ઘોડા, ગાય, બળદ, કુતરાં વગેરે પ્રાણીઓને વશ કરે છે અને ઉપયોગી બનાવે છે. વાઘ, રીંછ, સાપ, માંકડાં, પોપટ, મેનાં વગેરેને કેળવી તેની પાસે તમાસા કરાવે છે અને મનરંજન કરે છે. એટલુંજ નહિ પણ માણસ કેળવણીથી પવન, પાણી, અગ્નિ, વિજળી વગેરે મીશ્રિત અને અમીશ્રિત તત્વોના સ્વભાવોનો ગુણ સમજી તેને વશ કરે છે. અને તેની પાસે મહાભારત મહત્વનાં કામ કરાવે છે.

જેવાં કે, પવન અથવા વાયુને વશ કરી પવનચક્રીથી લોટ દળાવે છે, બલુન વગેરે મારફતે મુસાફરી કરાવે છે. પાણી અને અગ્નિથી ઉત્પન્ન થતી વરાળથી વરાળયંત્ર કરી તેથી રૂ, રેશમ, ઉન વગેરે કાંતવાનું અને તેનું કાપડ વણવાનું, રેલવે તાણવાનું, સમુદ્રમાં આગબોટ ચલાવવાનું વગેરે હજારો મનુષ્યનાં ઉપયોગી કામ કરાવે છે. વિજળીને વશ કરી તેની પાસે સંદેશા લઈ જનાર કાશદ તારનું, એક બીજા સાથે દૂરથી ટેલીફોનથી વાત કરાવવાનું, દીવા, રેલવે, છબી લેવાનું અને એવાં બીજાં સેંકડો કામ તેનાથી માણસ કરે છે. આ સઘળું કરવાને માણસ કેળવાએલું ન હોય તો કાંઈજ થાય નહિ. એ સઘળું બનવાનું મૂળ કેળવણી છે. "વિદ્યા વિહિનં પશુ" આપરથી જોતાં વિદ્યા વગરનું માણસ પશુ અથવા બેપગુ પ્રાણી છે એમ ઉપર કહ્યું તે ખોટું નથી.

ઉપર જણાવ્યું કે કેળવણી વગર માણસ પશુ સમાન છે. માણસ એ શબ્દમાં પુરૂષ અને સ્ત્રી બંનેનો સમાસ થાય છે. કેળવણી પુરૂષને માણસ કરવાને અગત્યની છે તેમ સ્ત્રીને પણ કેળવણીજ માણસ બનાવે છે, માટે એ બંને વર્ગને તે જરૂરની છે અને તેમાંનું કોઇપણ એક તેના વગર પશુ છે. આપણે સર્વ વિચારીશું તો આપણામાંના સઘળા સંસારીને સ્ત્રીની વિશેષ પાસેની સોબત છે અને આપણો તે સોબતી કેળવણી વગર પશુ ગણાય એમાં શક નથી. માણસ હમેશાં માણસની સોબત કરે છે પણ તે પશુની સોબત કામ જેટલીજ કરે છે. માણસને માણસની સોબત વિશેષ છે. આમાં પણ હમેશનો એકાંતીક અને જાહેરનો સોબતી સ્ત્રી છે. તે આપણને અડચણને સમયે યોગ્ય સલાહ આપનાર, સંકટમાં સહાય થનાર, દુઃખની વખતે દિલાસો આપનાર અને સુખની વખતે સર્વ પ્રકારે આનંદમાં સામિલ થનાર ભાગીઓ છે. પરંતુ આપણો તે મિત્ર મુર્ખ હોય તો તેનાથી આપણને કાંઈ લાભ, આનંદ અને સુખ થતું નથી, પણ માત્ર વેઠ થઈ પડે છે. પત્ની એ પુરૂષનો આખા જન્મનો સોબતી છે, તેનો તે ખાસ પ્રધાન છે, તે તેના સુખદુઃખનો ભાગીઓ અને મનરંજક મિત્ર છે અને જ્યારે તેમ છે ત્યારે તે અજ્ઞાન ન હોતાં કેળવાએલોજ હોવો જોઈએ એ સિદ્ધ

છે. આપણા લોકો સ્ત્રીઓને કેળવવા માટે ખુશી થતા નથી. એ ખરે-ખર આપણા અજ્ઞાનપણાની નિશાની છે. કેળવણીથી સ્ત્રી બગડે છે એવી ખરાબ કલ્પના આપણામાંના થોડાક કરે છે. કેળવણીથીજ જો સ્ત્રી બગડતી હોય તો પુરૂષ પણ તેથી બગડવા જોઇએ. પણ તેમ થતું નથી એમ આપણે ખુલ્લો રીત જોઇએ છીએ. કેળવણી જાતે કાંઇપણ દોશવાન નથી. કેળવણીથીજ પશુપક્ષી આદિને માણસ જેવાં કેટલેક ભાગે સમજુ કરે છે તો તેથી માણસ બગડે છે એમ કહેવું એ મુર્ખત્વ છે. કેળવ-ણીથીજ આપણે સારૂં નરતું સમજી શકીએ છીએ. દરેક માણસ જન્મ્યા પછી તેનામાં સમજ આવવા માંડેથી અને વાચા ઉઘડેથી કેળવણી લે તે પહેલાં પણ તેને આપણે હસાડીએ છીએ, રમાડીએ છીએ ઇત્યાદિ કૃતિમાં તેને આપણા હાવભાવથી કેળવીએ છીએ. આપણા માબાપોએ આપણને એટલા માટેજ બોલતાં ચાલતાં, ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં ઇત્યાદિ સર્વ કાર્યમાં કેળવ્યા છે. માણસ મૂળે શુદ્ધ છે પણ તેનાં ખરાબ માતાપિતાથી અથવા બીજી ખરાબ સોબતથી તે દુરગુણ શીખે છે. માટે માણસને સારી કેળવણી મળે તો તે સારૂંજ થાય. એટલા સારૂંજ મા-ણસને શાળામાં કેળવી સદ્‌ગુણ શીખવવાની જરૂર છે. દેશમાં ઘણા કા-ળના પેઠેલા અજ્ઞાનથી દુરગુણની ખોટ નથી એ ટાળવા માટેજ સદ્‌ગુ-ણની કેળવણીની માણસ માત્રને જરૂર છે. માતાપિતાથી ઉપર કહ્યું તેમ પુરૂષને કેળવણી મળી છે તેમ સ્ત્રી જાતિને પણ મળી છે, તેથી તેઓ પણ બોલે છે, ચાલે છે, ઇત્યાદિ સર્વ વ્યવહાર કરે છે. કેળવણી એટલે એકલું વાંચવું અને લખવું એજ નથી. પણ કેળવણીનું દ્વાર તે છે. આજ શાળામાં પેસવાને એના દ્વારની જેટલી જરૂર છે તેટલીજ કેળવણીરૂપી મંદીરને વાંચવા લખવારૂપી દ્વારની પેહેલી જરૂર છે. આથી સિદ્ધ થાય છે. કેળવણી સ્ત્રી અને પુરૂષ બન્નેને સરખી અગત્યની છે.

જો આપણે આપણું, આપણી પ્રજાનું, આપણી જ્ઞાતિનું અને આપણા દેશનું કલ્યાણ અને સુખ તાકીએ તો જેટલી કેળવણી આપણે લઇએ છીએ તેટલીજ કેળવણી સ્ત્રીજાતિને આપવાની જરૂર છે. પ્ર-સિદ્ધ બોનાપાર્ટ નેપોલીઅને કહ્યું છે કે જો "તમારે દેશને સુધારવો

હોય તો પ્રથમ માતાને કેળવણી આપો." હાલ જે આ શાળામાં ભણનારી બાળા છે તેજ આવતી પ્રજાની માતા થશે. જે દેશમાં માતાઓ કેળવાએલી છે તે દેશના નરો રત્ન સમાન નીવડે છે. અને તે બાબતમાં હિંદમાં રાજ્ય કરતી કોમનો પ્રત્યક્ષ દાખલો જુઓ. આપણે જેટલું વાંચવા લખવાનું સાધારણ જ્ઞાન બાળકોને શાળામાં આપીએ છીએ તેટલું તે માતાઓ પોતાના બાળકોને ઘણુંકરી ઘેર કેળવે છે. બાદ ઊંચી કેળવણી લેવાને તેમના પુત્રો શાળામાં જાય છે. આ બીના માટે આ દેશમાં આવતા યુરોપીઅન સદગ્રહસ્થોથી તપાસ કરશો તો બરોબર માલમ પડશે. વેગળે ન જતાં આપણા આ માનવંતા વૃદ્ધ એજન્ટ જે પ્રમુખ સ્થાને બીરાજ્યા છે તેઓ તે વાત સમજાવશે. આપણા હિંદ દેશમાં અને એશીઆના બીજા દેશોમાં પૂર્વકાળે પુરૂષ અને સ્ત્રીઓ સરખી કેળવણી લેતાં હતાં. હિંદુઓમાં કુંતા, દ્રુપદી, દમયંતી, રૂક્ષ્મણી, ગાર્ગી, સીતા, મનોહરી, સરસ્વતી, રૂપસુંદરી, મીનળદેવી વગેરે લાખો દાખલા પ્રસિદ્ધ છે. મુસલમાનોમાં રજીઆબેગમ, ચાંદબીબી, નુરજહાં અને બીજા હજારો દાખલા પ્રસિદ્ધ છે. થોડાક પાછલા વખતમાં રાજ્યની ઉથલ પાથલોને લીધે મારફાડ અને અંધાધુંધીનો વખત હતો. તે વખતમાં પુરૂષોએજ જ્યારે કેળવણી સામું જોવું મુકી દીધું. ત્યારે પછી સ્ત્રીઓને શીખવાનો વખત મળે નહિ એ ખુલ્લું છે. પરંતુ હાલમાં હવે તે અંધારાનો સમય ગયો છે. નામદાર મહારાણીજી કેસરેહિન્દના સંપૂર્ણ પ્રતાપથી દુષ્ટોનો નાશ થયો છે. અને તેથી હવે આપણા દેશી રાજાઓને પરદેશીઓના હુમલા, પીંઢારાઓના દરોડા, મરાઠાઓની મારફાડ અને રાજાઓની માંહોમાંહેની કાપાકાપીથી તેમને આપણા, તેમની જમીનનો અને તેમની માલ મીલકતનો બચાવ કરવાની ચીંતા રહી નથી. આવા રૂડા સમયનો લાભ લેવાને નામદાર નવાબ સાહેબ જે કોઈપણ જાતનું વ્યસન રાખતા નથી, સર્વ રીતે સદ્ગુણી અને દાખલો લેવા જેવા નિતિમાન છે, જેમના મનમાં હમેશાં પોતાની પ્રજાનું હિત રમે છે, તેને સુખી કરવાને સર્વ કાળ કાળજી રાખે છે, તેઓ રાજ્યમાં કેળવણીનો વધારો અને તેના હિતનાં બીજાં સારાં કામ કરવા

માટે હમેશાં તત્પર છે. અધુરામાં તેની રૂડી ઇચ્છા તેમણે પોતાના હાલના વિદ્વાન અને કેળવણીને વધારવાની તથા પ્રજાને આબાદ તથા સુખી કરવાની ઉત્કંઠાવાળા દિવાન નીમી પુરી કરી છે. તમારા હાલના દિવાને તમારે માટે ઘણીજ થોડી મુદતમાં કેટલું કર્યું છે તે તમો જ્યારે એક જથે જોશો ત્યારે, તમારો તેમનાપર જે ભાવ છે તે ઓર બમણો વધશે.

એ ગ્રહસ્થે પોતાની જગોનું કામ હાથમાં લેતાંજ પોલીસ, રેવન્યુ, ન્યાય અને બીજાં અગત્યનાં કામ સાથે કેળવણીના કામપર પણ ધ્યાન આપવા માંડ્યું છે. અને એ શિવાય બીજાં જુદાં જુદાં બે વર્ષની ઘણી ટુંકી મુદતમાં એક ડજન કરતાં વધારે પ્રજા લાભનાં કામ કર્યાંછે.

રેવન્યુ ખાતામાં રાજ્યભાગ લેવાની જે અવ્યવસ્થીત રીતી હતી તેમાં સુધારો કરીને એકજ વર્ષમાં રેવન્યુ કમિશનરની મારફતે એક લાખ રૂપિઆનો રાજ્યની આવકમાં વધારો કર્યો છે. પોલીસખાતામાં જાગ્રતિ આણવાથી હરામખોરનો દોર ઓછો થયો છે. અને ન્યાયખાતામાં સારૂં ધ્યાન આપવાથી આ રાજ્યની પ્રજાને જે ખરો ન્યાય મેળવવાને મુશકેલી પડતી અને કાળ તથા દ્રવ્યનો મીથ્યા વ્યય થતો તે બચવાથી ન્યાયને ઇચ્છનાર ખુશી થવા લાગ્યા છે. અને હાલના અનુભવી પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટના આગલા સીરસ્તેદાર ન્યાય આપવા માટે રાખ્યા છે. આ સર્વ સંયોગ આ રાજ્યની રાંક પ્રજાના સુભાગ્યનાં ચીન્હો જણાય છે.

દીવાન સાહેબે ઉપરનાં ત્રણજ ખાતાં ધ્યાનમાં લીધાં છે એમ નથી. તેમના આવતાં પહેલાં એક બે માસ અગાઉ રાજ્યના કેટલાક ગામમાં કાચી સરવે થઇ હતી અને તે ગામોમાંનાં કેટલાકમાં ઉધડ આંકડે વીઘોટી લેવાતી પરંતુ તેની પહોંચ અપાતી નહિ અને ઘણો અવ્યવસ્થીત વહીવટ ચાલતો તેમાં તુરત ધ્યાન આપી ખેડુતોને વસુલની પહોંચ આપવાનો રીવાજ દાખલ કર્યો. વળી પાકી સરવે કરાવવા અને પ્રતવારી ઠરાવવા આ રાજ્યની જમીનમાં સરવે કરાવવા માંડી છે તે કામ પુરૂં થયેથી હાલમાં જે ભાગબટાઇ લેવાનો ધારો કેટલાક

ગામોમાં ચાલે છે તે માફક કરી આકાર મુજબ રોકડનાણું લેવાનો રીવાજ આખા રાજ્યના ગામોમાં કરવા વિચાર રાખે છે. તે પાર પડશે તો બેશક ગરીબ ખેડુતો પોતાની ખરી મહેનતની પેદાશમાંથી જે ઘણો મોટો ભાગ રાજ્યને આપે છે, તેમ સરકાર ભાગ નકી થતાં સુધી બિચારા ખેડુતો જે મહા મહેનત કરનાર ખરા હકદાર છે તેમનાથી એક કણસલું પણ તેમનાં બાળક છોકરાં માટે લેવાતું નથી તે સઘળું દુર થશે ને એ નીપજાવેલા પાકનો પોતાની મિલકત સમજી ચહાય તે વખતે ઉપયોગ કરી ફાવતો નફો મેળવી શકશે. અને પોતાની સરકારને અમુક ઠરેલી રકમ આપી વેગળા બેસશે. તેમ ખેડુતો પહોંચની ચોપ-પડીપરથી સમજશે કે મહારે અમુકજ રકમ અમુક ખેતર માટે દેવી છે તેથી તેની પાસેથી રાજ્યના હલકા નોકરો જે હેરાન કરી લેતા હશે તે અટકશે. અને હું આશા રાખુંછું કે એ કામ હાલનાજ દીવાન સાહેબને હાથે રેવન્યુ કમિશનર મારફતે આકાર ઠરાવવાનું થશે તો તેઉ સાહેબ નામદાર નવાબ સાહેબના દયાળુ સ્વભાવને ઓર ખીલવી આ રાજ્યના ખેડુતો બીજા સ્થળો કરતાં જે વધારે રાંક છે તેઓ સુખી થાય તેમ કરવા કાળજી રાખશે એમાં શક નથી.

જેમ ઉપરની બાબતમાં સુધારો વધારો કર્યો છે તેમ આ શેહેર અને ગામડાની સુખશાંતી માટે પણ ઠીક ધ્યાન આપ્યું છે. આ શહેરમાં હું દીવાબતી થતી જોઉંછું, રસ્તા વળાય છે અને ઉનાળામાં પાણી છંટાય છે. આ દેશનાં મોટાં અંગ્રેજી રાજ્યનાં શહેરોનાં સુધરાઈખાતાં માટે જ્યારે હમેશાં તેમાં કામ કરનારની આળસાઈથી જેમ બુમ પડે તેમ અહીં પણ થતું હોય તો વિશેષ નથી. વળી ઘણાક રસ્તા બાંધ્યા છે અને તેપર ઝાડો રોપાવ્યાં છે જે આ ખારી જમીન માટે અઘરૂં હતું પણ તે ઘણે ભાગે સફળ થયું છે.

જેમ ઉપરની બાબત ધ્યાન આપ્યું તેમ રાજ્યના કરજને ઘણે ભાગે વાળી દેઈ એક લાખ કરતાં પણ વધારેનો તેમાં ઘટાડો કર્યો છે એટલે તેટલી રકમનું વ્યાજ રાજ્યને ઓછું ભરવું પડશે.

સિવાય પબ્લીક વર્કસખાતામાં ગએ વર્ષ બાવીસ હજાર ખરચ્યા છે

તે આગલી સાલ કરતાં છ હજાર વધારે છે. જેમાંથી શાળાઓ અને લાઈબ્રેરીને મરામતમાં, સંખેશ્વરમાં નવી શાળા બંધાવવામાં અને નવા કાચ્ચાપાકા કુવા વગેરે કરાવવામાં ખરચ્યા છે અને હાલમાં નવી જેલ બંધાયછે. જેથી ગુન્હેગાર—પણ જાતે મનુષ્ય પ્રાણી જેઓ હાલના—અ યોગ્ય મકાનમાં રહે છે પણ હવે પછી નવું સ્વચ્છ હવાવાળું મકાન થ એથી તેમને ત્યાં રાખશે જેથી તેઓ સુખી થશે. વળી અહીં આવતાં માર્ગમાં બનાસ નદીથી અહીંના તળાવમાં પાણી લાવવા માટેની સ્ટોર-કેનળ જોઈ હું ખુશી થયો. આ શહેરની પ્રજાને મીઠા પાણીની આ ખારી જમીનમાં જે ઘણી ખોટ હતી તેનો ઈલાજ કરવાને નામદાર નવાબ સા-હેબની ઈચ્છા મુજબ તુરતજ દીવાન સાહેબે મનપર લીધું હતું. માણસની સુખાકારીમાં ખાવું અને પીવું એ મુખ્ય જરૂરનું છે. તેમાં પીવાના પા-ણીની વધારે અગત્ય છે. અને તેની સ્વચ્છતાની ઘણીજ જરૂર છે. આજ સુધી આ શહેરની પ્રજાને આ રાજ્યની ખારી જમીનમાંના જંગલ-માં ઢોરોના ચરવાથી તેનું મળમૂત્ર જે ઘણા દિવસનું ઠરતું તેને ખાર સાથે ચોમાસામાં જે પાણી તાણી આણતું તે પાણી પીવાથી ઘણી ખરાબી થતી, તે આનંદીના કંચન જેવા સ્વચ્છ પાણીથી ભરેલું, ચળકતું અને મનોરં-જક લહેરો લેતું મોટું ઉંડું અને વિશાળ તળાવ જોઈ મને આનંદ થયો અને એજ પ્રમાણે હું પ્રજાને આનંદ પામતી જોઉંછું આ ઓછું પ્રસંશા પાત્ર નથી.

ગ્રહસ્થો, પ્રજાહિત ચહાનાર નામદાર નવાબ સાહેબે પોતાના હા-લના દિવાન નીમવામાં ખરેખર દીર્ઘ દ્રષ્ટી વાપરેલી હું જોઉંછું. તેમણે ટુંકી મુદતમાં ઉપરનાં કામો કરવા સાથે બીજાં પણ ઘણાં સારાં કામ કર્યાં છે. આ રાજ્યના ખેડુતો સર્વ કરતાં રાંક અને કંગાળ મહારા જોવામાં આવ્યા છે, તેમનાપર આગળની બાકી નિકળતા એકંદરે ૨૯૦૦૦ રૂપિઆ હતા તે માટે રાજ્યના નોકરો તે વસુલ કરવા વારંવાર તેમને રંજાડતા. તે નામદાર નવાબ સાહેબની ઉદારતાથી માફ કર્યા છે. આ ગરીબ ખેડુતોને માટે કાંઈ ઓછું કર્યું નથી. ધન્ય છે એમની આ ઉ-ત્તમ ઉદારતાને !!

વળી છેલ્લા ચોમાસામાં ગુજરાતમાં થએલા મહાભારત વરસાદથી સર્વત્ર મરકી જેવો તાવ ફેલાયો હતો તેમાં આ અને પાટણ પ્રગણામાં તેનું જોર ઘણું હતું. પરંતુ તે બાબત આ રાજ્યમાં એકદમ સમયસુચકતા વાપરી તે માટેની દવાનો મોટો જથો મંગાવી આ શહેરમાં અને બહાર તાલુકાઓમાં તે વહેંચાવી હજારો ગરીબોને મરણ પથારીએથી ઉઠાડયા છે અને નામદાર નવાબ સાહેબની પ્રજાપ્રત્યેની વાત્સલ્યાત ખુલ્લી રીતે બતાવી છે. આ માટે જેટલું તેમને ધન્ય ભણીએ તે ઓછું છે.

ગ્રહસ્થો, આપણે આજ અહીં બાળાઓ માટેના વિદ્યામંદીરને ખુલ્લું મુકવાની ક્રિયા કરવા મળ્યા છીએ તે નામદાર નવાબ સાહેબની આયસથી ખા૦ બા૦ દીવાન સાહેબે આ રાજ્યમાં આવતાંજ તે અતિ અગત્યની બાબત લક્ષમાં લઇને તે જલદીથી કરાવ્યું છે. અને તે નામદાર નવાબ સાહેબે પોતાને ત્યાં આવેલા શુભ વિવાહ સમયે મહેરબાન મીસીસ સ્કોટ સાહેબને હાથે ખુલ્લું મુકાવવાની ખુશાલી ભરેલી ક્રિયા કરાવી છે એ બેશક આ શાદી તથા સુનતની મુબારકની નિશાની હમેશાં યાદ રહેશે. આમાં શીખતી બાળાઓ મોટી માતાઓ થએથી પોતાની પ્રજાને નામદાર નવાબ સાહેબનાં અને મેહેરબાન સ્કોટ સાહેબ તથા તેમની મડમ સાહેબનાં વખાણ મોટા ઉમંગથી આ શુભ પ્રસંગને યાદ કરી કરશે એ શું ઓછા આનંદની વાત છે!! બેશક આપણ સર્વ એ માટે એ ગ્રહસ્થોને એક અવાજે આનંદથી ભાગ્યવાન ભણીશું.

સદગ્રહસ્થો—વળી આપ સાંભળીને વધારે ખુશી થશો કે નામદાર નવાબ સાહેબે જુબીલી સમએ રાહદારી દાણ માફ કરી પ્રજાપર મોટો ઉપકાર કર્યો હતો. પણ હાલના આ લગ્નાદિ સમયની ખુશાલીમાં પોતાની પ્રજા પાસેથી અનાજ તરકારી વીગરે ખાવાની આવતી ચીજોપર જે દાણ લેવાતું હતું તે પાંચ વરસ સુધી માફ કરયુંછે. અને આ રાજ્યમાં આવતા કાપડ વીગરે માલપર જુદે જુદે નાકે જે દાણ લેવાતું અને તેથી વેપારીઓનાં પોટલાં ચુંથાતાં હતાં અને માલની ખરાબી થતાં પ્રજાને નુકશાન થતું તે દુર કરવા એકજ જગોએ આવક અને જાવક માલપર દાણ લેવા ઠરાવ્યું છે. આ પ્રજાને કેટલા આનંદની વાત છે!!

અહરયો! પ્રજાને આ સઘળા સુખની બક્ષિસ નામદાર નવાબ સાહેબે ટુંકી બેજ વર્ષની મુદતમાં હાલના દીવાનની સલાહ અનુસાર કરી પ્રજાને મોટી આભારી બનાવી છે એ થોડા આનંદની વાત નથી.

મેં અહીં આવ્યા પછી જેમના હાથમાંથી સત્તા ગઈ છે અને જેઓ પોતાના કલ્યાણ આગળ પ્રજા કલ્યાણ જોવાની કાળજી રાખતા નહી તેવા જુજ એકજ આંગળીપર ગણાય એટલા શિવાય સઘળા હાલના કારભારની સ્તુતી કરતા જણાયા છે. લગ્નના પ્રસંગપર કોઇ પ્રજાપર સખતાઈ થવાનું જણાવતા હતા પણ ગામડીઆ ખેડુત લોકો અહીં વીવાની મીજવાનીઓમાં ભાગ લેવા ભરાએલા તેમને પુછતાં તેઓ નામદાર નવાબ સાહેબને પોતાના પીતા જેવા જણાવી તેમને આવા આનંદના સમયમાં હમેશાંના દસ્તુર મુજબ જોઈતી ચીજ પુરી પાડવી એ પોતાનો ધર્મ ખુશીથી બજાવવામાં આનંદ માનતા જણાયા હતા. આ શું હાલના કારભાર માટે અને રાજ્યભકતી માટે ઓછી સાબીતી છે? બેશક નામદાર નવાબ સાહેબના હાલના દીવાનના અનુભવનો લાભ બીજાં ઘણાં અગત્યનાં પ્રજા સુખનાં કામ બાકી છે તે પોતાના મીત્ર કરનલ સ્કાટ સાહેબના વિચારને અનુસરી કરાવી આ કરતાં પણ પોતાની પ્રજાને વધારે સુખી કરી તેની આશીશ મેળવશે એમાં શક નથી અને પ્રભુ તેમને તેમના તેવા સારા કામમાં હમેશાં સહાય થાઓ એવી મારી પ્રારથના છે. તથાસ્તુ!!

બાદ બાળાઓએ નીચે મુજબ મધુર સ્વરે કવિતા તે સમય માટે તૈયાર કરેલી વાંચી સંભળાવી હતીઃ—

### ગરબી.

આજ અહીં છે આનંદનો દિનરે, સુણજો સાહેલી.
જોને નવાબને ઘેર છે લગનરે. ,, ૧
માળ્યા હર્ષથી રાજાને રાવરે, ,,
સાહેબ શેઠીઆનો રૂડો ભાવરે, ,, ૨
પ્રીતે પ્યારી પુત્રીનાં દાન દીધાંરે, ,,
રૂડાં કારજ સરવે કીધાંરે, ,, ૩

હીરા માણુકના શણગારરે, ,,
મોતી લીલમનો નહી પારરે, ,, ૪
રૂડા લક્ષ એની કીમતના દીધારે, ,,
કન્યા સાથે તે દાનમાં દીધારે, ,, ૫
સાહેબજાદાની સુનત કીધીરે, ,,
પ્રિતે પાટવીને દિક્ષા દીધીરે, ,, ૬
સર્વ પ્રજાને મન છે ઉમંગરે, ,,
સહુએ લીધો રાજીથી રંગરે, ,, ૭
તરીઆ તોરણ પ્રીતે ઘેર બાંધીઆંરે, ,,
ધવળ મંગળ ને વાજાં વાગીઆંરે, ,, ૮
સઘળી રાજ્યની પ્રજા મળી ટોળેરે, ,,
સહુ ઉમંગથી જય જય બોલેરે, ,, ૯
વિરા વિશ હજાર પધારીયારે, ,,
સુંદીર શોભીતા વાગા ધરીઆરે, ,, ૧૦
પ્રીતે ભોજન જમ્યા મન ભાવતારે, ,,
કશી વાતની ઉણુમ નથી રાખનારે, ,, ૧૧
ફરીઆં ફુલેકાં આખા ગામમાં રે, ,,
નાચ મજરા થયાછે ગામ ધામમાંરે, ,, ૧૨
દીપક માળા રચીછે ભલી ભાતનીરે, ,,
આતશબાજી જોઈ નવી જાતનીરે, ,, ૧૩
રાજા રાણાએ ભલી ભેટ દીધીરે, ,,
સારી રીતે નામદારે રીત કીધીરે, ,, ૧૪
સ્કોટ સાહેબ પુરા સારા શોભતારે, ,,
મડમ સાહેબને મન ભાવતારે, ,, ૧૫
બંને ભાવથી બેઠાં માંડવી માંહીરે, ,,
ફરતું ફુલેકું નીરખવા ત્યાંયરે, ,, ૧૬
જોડે ઉભા દીવાન રૂડા શોભતારે, ,,
રૂડી રીતથી વીધી સમજાવતારે, ,, ૧૭

મકમ સાહેબનું માયાળુ છે મંનરે, ,,
રૂડા કામનું કરેછે રટણરે, ,, ૧૮
બહુ લોકનાં જુથ ઉભાં બાળતારે, ,,
જોઇ પાટવીને મન મહાલતારે, ,, ૧૯
ચડી બાગી અટારી રૂડી નારીરે, ,,
પાટવીનાં ઓવારણાં ઉતારીરે, ,, ૨૦
રાજ્યભકતી પ્રજાની ભાળી ભારીરે, ,,
નવાબ સાહેબ થયા દીલદારીરે, ,, ૨૧
પ્રિતથી પુરની બાળાઓને માટરે, ,,
સારૂં મંદીર બાંધ્યુંછે રૂડે ઘાટરે, ,, ૨૨
પુરની બાળાને સારી સુધારવારે, ,,
વિવાહ અંગે તેનું વાસ્તુ કરાવવારે, ,, ૨૩
સાહેબને હાથે તે ઉઘડાવીયુંરે, ,,
સરસ્વતીનું મંદીર સ્થાપીયુંરે, ,, ૨૪
આપણે ભણશું મળી સહુ સાથરે, ,,
આશીશ દેશું હવેથી દીન રાતરે, ,, ૨૫
સાલ ઓગણી ઓગણપચાસનીરે, ,,
વદી બારશ છે માઘમાસનીરે, ,, ૨૬
તેરમી ત્રાણું મળી ફેબરૂવારીરે, ,,
સારી શોભતી થઇ છે સોમવારીરે, ,, ૨૭
આજથકી આપણ અહી બેસીશુંરે, ,,
ભલી ભાતેથી સારા પાઠ શીખશુંરે, ,, ૨૮
અંતઃકરણથી આશીશ આપશુંરે, ,,
સારી શાદી ને સુનત સંભારશુંરે, ,, ૨૯
રાધનપુરના રૂડેરા નવાબરે, ,,
સારાં કારજ કરજો નીત્ય આપરે, ,, ૩૦
અમે આશીશ અંતરથી આલીએરે, ,,
એમને સદાય સુખી સાંભાળીએરે, ,, ૩૧

ખુદા એમની તું ખેર ગુજારજેરે, ,,
પરીવારને સંપતી વધારજેરે, ,, ૩૨
પ્રજા સુખમાં સદા રાજી રાખજેરે, ,,
રૂડી દળદારી સદા વધારજેરે, ,, ૩૩

---

"રઘુપતી રાંમ રૂદેમાં રેહેજોરે" એ રાગ.

ઘણું જીવો કરનલ વીલીયમ સ્કોટરે,
ખુબીદાર મીજાજ ઠરેલા-ઘણું જીવો કરનલ વીલયમ સ્કોટરે.
આજનો દીન આનંદકારીરે,
મળી મીજલસ અહીંઆં ભારીરે,
લીધી આપે સંભાળ અમારી-ઘણું જીવો.
ખામી હતી એક અતી ભારીરે,
પુરી કરવાને દીલ ધારીરે,
થઇ આજે પુરી તઇઆરી-ઘણું જીવો.
મધ્ય શેહેરમાં સ્કુલ કહેવાશેરે,
ભણનારીઓનાં ઘર પાસેરે,
સહુ ભાવથી ભણવા ચાહશે-ઘણું જીવો.
નામ આપનું કાયમ રેહેશેરે.
જ્ઞાન બાળા બહુ લેશેરે,
દુવા આપને દીલથી દેશે-ઘણું જીવો.
ઘણું જીવો સાહેબ દયાળુરે,
ઘણું જીવો હજુર કૃપાળુરે,
નાંમ બેઉનું અમને વહાલું-ઘણું જીવો.
આપ બેઊ બહુ સુખ પામોરે,
આપ બેઉમાં મોહોબત જાંમોરે.
કરો નિત્યે આવાં સારાં કામો-ઘણું જીવો.
વીવા થયો છે આનંદકારીરે,
લાભ વાસ્તુ તણો એમાં ભારીરે,
તથી રાજી થયાં નરનારી-ઘણું જીવો.
ખુદાવીંદ નવાબ સાહેબ નામીરે,

એમના ઉપકારથી કેળવણી જામીરે,  
રૂડા દીવાંન ડીપ્યુટી હાંમી-ઘણું જીવો.  
અને સાથે દીલ દુવા દઇએરે,  
હાથ જોડી પ્રભુજીને કહીએરે,  
સારૂં થજો સહુનું એ ચહીએ  
ઘણું જીવો કરનલ વીલીયમ સ્કોટરે.

બાદ બાળાઓને ઓરણાં અને પુસ્તકોનું ઇનામ મીસીસ સ્કોટના મુબારક હાથે આપ્યું હતું અને તેમને બોબે બોબે પતાસાં વહેંચ્યાં હતાં. છેલે પાન સોપારી, હાર કલગી, ગુલાબ, અતર વગેરે વહેંચાયા પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.

